

# સંગીત શ્રેણી.



લેખકઃ— હરિશંકર વિદ્યાર્થી.

ઉપદેશક "ચંગાતર પ્રદેશ આર્યસમાજ"

મુખ્ય સ્થળ.—આણંદ.

મૂલ્ય–ત્રણ આના.

પ્રકાશકઃ— ભાનુશંકર ઓઘડભાઈ શર્મા.

માલાડ. ( મુંબાઇ )

૧૩૦૫૯

# અનુક્રમણિકા.



## હિન્દી ભજનો.



## સંસ્કૃત-સુભાષિત.



સ્વ. ભીખાલાલ કાનજી કવા.

સુતારીકામના શિક્ષક, શ્રી વિશ્વકર્મા-વિદ્યાર્થી-આશ્રમ.

માલાડ. (મુંબઇ.)

## પરલોકવાસી આત્મન્!

પૂજ્ય મહાત્મા ગાંધીજીએ "આ વિશ્વકર્મા વિદ્યાર્થી આશ્રમ" ને પોતાના પવિત્ર હસ્તે મલાડમાં ખુલ્લું મૂક્યું, તે વેળા તમે તમારો પૈસો, લુગડાં-લત્તા, વાસણ કુસણ આદિ સઘળી સંપત્તિનો મારી ઇચ્છામાં આવે, તેવો ઉપયોગ કરવા માટે મારા હાથમાં મૂકી દીધી અને જીંદગી પર્યંત આશ્રમની સેવા કરવાનું વ્રત લઇને મારામાં ઉત્સાહ રેડયો, એટલું જ નહિ પણ આશ્રમમાં રહીને તમે તમારી સાદાઇ, શાંત સ્વભાવ અને ત્યાગવૃત્તિ પ્રગટ કરીને મારા પ્રત્યે જે શ્રદ્ધા અને પ્રેમનો તમે પરિચય કરાવ્યો, તેના પુણ્ય સ્મરણ અર્થે આ નાનીશી ચોપડી સાથે તમારૂં પવિત્ર નામ જોડું છું.

તમારા ગુણનો પૂજક,

હરિશંકર.



# સંગીતશ્રેણી.

## ૧. નમસ્તે.

( ભૂજંગી )

નમસ્તે અમારા અહો પ્રાણદાતા,
નમસ્તે અમારા પિતા, માત, ભ્રાતા;
નમસ્તે મહાદેવ જોડી દ્વિ હસ્તે,
નમસ્તે પ્રભુજી નમસ્તે નમસ્તે.

## ૨. ઇશ્વર–સ્તુતિ.

ओ३म गणानां त्वा गणपति ँ हवामहे प्रियाणां त्वा प्रियपति ँ हवामहे निधीनां त्वा निधिपति ँ हवामहे वसो मम । आहमजानि गर्भधमा त्वमजासि गर्भधम् ॥ यजुर्वेद. अ. २३ मंत्र. १९

( રાગ–પ્યારા પ્રભુ વિનવું. )

વંદુ ગણાધિપતિ ! ( ૨ )
કર્તા, ધર્ત્તા, ગણ સર્વેના.—વંદુ૦

પ્રિય પદાર્થો ને ચરાચર જગના, ( ૨ )
પ્રિયપતિ પ્રભુજી તમે છો.—વંદુ૦

નક્કી અમારા છો નિધિ સકલના, ( ૨ )
નાથ નિધિપતિ શ્રીપ્રદાતા.—વંદુ૦

સૃષ્ટિ–નિયામક શક્તિ તમારી, ( ૨ )
અવિચલા, પ્રબલા, અનુપા.—વંદુ૦

જન્મ–મરણ છે જીવાદિ જગને, ( ૨ )
અમૃત પ્રભુ છો અજન્મા.—વંદુ૦

આપ કૃપા થકી તજીએ અવિદ્યા, ( ૨ )
ભજીએ આપને ભાવ ધારી.—વંદુ૦



## ૩. ઇશ્વર સ્તવન.

( નમામિ મહિસાસુર મર્દિની–એ રાગ. )

નમામિ મંગળ જગના પતિ, ( ૨ )
નમામિ દયાળુ વિમળ–ધીપતિ, ટેક !
નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, વિભુવર—
સચ્ચિદાનંદ, શ્રીપતિ,
સકલ જગદાધાર પ્રભુજી ! ( ૨ ) મંગળ જગના પતિ૦

નિર્વિકાર, અનાદિ, અનુપમ—
અજર, અક્ષર, અઘહરા,
અભય–પદ અવિચળ તમારૂં. ( ૨ ) મંગળ જગના પતિ૦

અકથ, અદ્‌ભુત, રૂપ, ગુણ, તમ—
ગહન રતિ કૃતિ, છે અતિ,
મર[1] વિચાર કરે મહામતિ ( ૧ ,—
સુખકરા ! મુદભરા ! ભયહરા ! ઇશ્વરા !
દુઃખ–વિદારક, ભવ–સુધારક,—
જગ–ઉદ્ધારક, શંકરા,[2]
તરણતારક, દુષ્ટમારક, ( ૨ ) મંગળ જગના પતિ૦

---

पुस्तकेषु च या विद्या परहस्तेषु यद्धनम् ।
उत्पन्नेषु च कार्येषु न सा विद्या न तद्धनम् ॥ चाणाक्य० ॥

**અર્થ**: પુસ્તકમાં રહેલી વિદ્યા અને પારકા ઘેર મૂકેલું ધન. એ બંનેની જ્યારે જરૂર પડે ત્યારે આપણા કામમાં આવતાં નથી. માટે "ગરથ ગાંઠે ને વિદ્યા પાઠે" રાખવાં.

---

૧. ભલે. ૨. કલ્યાણકારી.

## ૪. પ્રભુની દયા.

( ધન્યાશ્રી. )

તારો પ્રેમ અપાર દયાનિધિ તારો પ્રેમ અપાર,
વિશ્વ વિષે વ્યાપક રહી સ્વામી, સહુની લે સંભાળ.—દયા૦
પ્રાણીનું પોષણ થાવાને, બહુ તારા ઉપકાર.—દયા૦
હસ્ત, ચરણને ચક્ષુ જેવાં, સાધન સુખ કરનાર.—દયા૦
ઝાડ, પાન, નગ, નદી, સરોવર વિવિધ દુઃખ હરનાર.—દયા૦
સૂર્ય શશીથી સુખ મળે તે, કહેતાં ના'વે પાર.—દયા૦
જંગલમાં વસનારા કાજે, ફળ–ફૂલ છે તૈયાર.—દયા૦
જ્યાં જેવું જોઇએ ત્યાં તેવું, ઉપજાવ્યું દાતાર.—દયા૦
આવા બહુ ઉપકાર તમારા ભૂલે કોણ ગમાર?—દયા૦
હે જગસ્વામી, આપ સુબુદ્ધિ, તુંથી લાગે પ્યાર.—દયા૦
હે ઇશ્વર અમ દીન જનોના, ત્રિવિધ તાપ નિવાર.—દયા૦

---

शास्त्राण्यधीत्यापि भवंति मूर्खा यस्तु क्रियावान्पुरुषः स विद्वान् ।
सुचिंतितं चौषधमातुराणां न नाममात्रेण करोत्यरोगम् ॥

**અર્થ:** કેવળ મુખેથી જ શાસ્ત્ર ભણેલાને મૂર્ખ જાણવા, પરંતુ ભણીને તે પ્રમાણે ક્રિયામાં મૂકે તેને જ વિદ્વાન જાણવા; કેમકે મનમાં વિચારી રાખેલું ઓસડ તેનું નામ માત્ર લેવાથી રોગ હણતું નથી.

## ૫. વેદ—બગીચો.

### [ પ્રભાત. ]

( " વૈષ્ણવ જન તો તેને કહીએ " એ રાગ )

ઉદય-પ્રભાતે આવો ને આર્યો વેદ-બગીચો જોવારે,
રમ્ય-સનાતન-અદ્ભુત શોભા દેખી દુઃખડાં ખોવારે. ટેક !
અવલોકો આ વૈદિક-વૃક્ષો ખીલેલાં હરિયાળાં રે,
શાખાઓની ગુપ્ત ઘટામાં યોગી-પંખીના માળારે. ઉદય૦
મંડપ ચાર મનોહર તેમાં બ્રાહ્મણ ગ્રંથો જાણોરે,
ઉપવેદ-વેલી રઢિયાળી નીરખી આનંદ માણોરે. ઉદય૦
અષ્ટાધ્યાયી-માર્ગ સરલ છે મહાભાષ્ય રૂપ દ્વારો રે,
આ વાડીના વીર વીલાસી ત્યાંથી આપ પધારો રે. ઉદય૦
ષડ્દર્શન-ક્યારામાં ખીલી કુમુદિની વિદ્યાની રે,
ગુંજારવ કરતા મુનિજન-ભમરાઓ રસજ્ઞાની રે. ઉદય૦
કેવડો ઉપનિષદ્ મ્હેકે સ્મૃતિ-મોગરો ડોલેરે,
દયાનંદ-મીઠી કોયલડી વૈદિક વાણી બોલે રે. ઉદય૦
બ્રહ્મજ્ઞાન-જળહોજ ભરેલા નિર્મળ નજરે આવે રે,
આર્ય-પંખીડાં ઉડી ઉડીને અહિંયા ન્હાવા આવે રે. ઉદય૦
હરિશંકર આ દિવ્ય બગીચે 'હરવા ફરવા' આવો રે,
રમ્ય-પવિત્ર સુગંધ ગ્રહીને મુક્તિનાં ફળ પાવો રે. ઉદય૦

---

कुठारमालिकां दृष्ट्वा कंपिता: सकला द्रुमा: ।
वृद्धस्तरुरुवाचेदं स्वजातिर्नैव दृश्यते ॥

**અર્થ**: દોરડામાં પરોવેલી કુહાડીઓની માળાને જોઇને સર્વે વૃક્ષો કંપવા લાગ્યાં, તે જોઇ એક ઘરડું ઝાડ બોલી ઉઠયું કે "કોઇ ડરશો નહિ, તેમાં હજી આપણી જાતિનું કોઇ ( લાકડું ) ભળેલું નથી. ( ભારતનુ પતન ભારતવાસીઓ શત્રુપક્ષમાં ભળી ગયા, તેથી જ થયું છે. )

## ૬. જાગોરે ભારતમાનાં બાલુડાં.

[ પ્રભાતિયું. ]

( રાગ–પઢોરે પોપટ રાજા રામના. )

જાગો રે ભારત માનાં બાલુડાં, તમને આર્યો જગાવે,
ઉંઘ તમારી ઉડાડવા, વૈદિક ડંકા બજાવે. જાગો૦

ઘોર અવિદ્યા–રાત્રિનો, આજે અવસાન આવે,
અરૂણુ દયાનંદ ઉગતાં, સત્ય–પ્રકાશ બતાવે. જાગો૦

ચોર અધર્મી ઘુવડો, નિજની કાયા છુપાવે,
આર્યજનો ઉમંગથી, કર્ત્તવ્યે બ્હાર આવે. જાગો૦

ભાવ થકી સૌ ભેટતાં, નાદ નમસ્તે ગજાવે,
વૈદિક વેપાર ખેડવા, શુભ સમાજો બનાવે. જાગો૦

ઉઠો ઉઠો બન્ધુઓ, તમને સંદેશા ક્હાવે,
આ વેપારે આપને, ભાગીદારો બનાવે. જાગો૦

પ્રથમ પ્રભુની પ્રાર્થના, ભક્તિ–પેઢી સ્થપાવે,
દાન–દયા નીતિ તણાં, રૂડાં ખાતાં ખોલાવે. જાગો૦

સંધ્યા–જપ–તપ–યજ્ઞની, ખાસ–ખરીદી કરાવે,
શુભકાર્યે સાથી કરી, મોટાં પૂણ્યો કમાવે. જાગો૦

આવો આવો આપના, તન–મન તાપો સમાવે,
મુક્તિ–શાંતિ પામવા, મંગલ મંત્રો ભણાવે. જાગો૦

---

वृथा वृष्टिः समुद्रेषु वृथा तृप्तेषु भोजनम् ।
वृथा दानं धनाढ्येषु वृथा दीपो दिवापि च ॥ चाणाक्य ॥

**અર્થ:** સમુદ્રમાં થએલી વૃષ્ટિ, તૃપ્ત થએલાને ભોજન, ધનવાનને આપેલું દાન અને દિવસે દીપક કરવો એ સર્વે વૃથા જાણવા.

## ૭. ભારતનો મહિમા.

[ ગરબી—દાંડી સાથે અથવા તાળી દઈને ફરતાં ગાવાની. ]

( " શરદ પુનમની રાતડી ને કાંઇ ચંદ્ર ચડ્યો આકાશ રે, આવેલ આશા ભર્યા ર" રાગ )

અવનિ-ઉછંગમાંહિ ઓપતી ને કાંઇ સંત-સુભટ કેરી માત રે,
ધન્ય મારી ભારતભૂમિ રે—

વિદ્યા-કલાની રૂડી વાટિકા ને તારા ગર્ભે રતન મણિજાત રે—ધન્ય મારી૦
ચરણે મહાનીર ધુઘવે ને શિર છત્તર હિમાલય પહાડ રે—ધન્ય મારી૦
માથે મુકુટ મા તેં ધર્યો છે કાશ્મીરી મહામૂલ્યવાન રે—ધન્ય મારી૦
હૈયે હીરાના હારલા રે વહે સિંધુ-ગંગાનાં નીર રે—ધન્ય મારી૦
ઉરે ભર્યાં શૌર્ય-દુધડાં તે ધાવે શીખ, રજપૂત રણધીર રે—ધન્ય મારી૦
રૂડે કટિબંધ મેખળા રે વિંધ્ય-આબુ ગિરિ તણી હાર રે—ધન્ય મારી૦
જમણે ફરકે મારી માવડી રે તારો પાલવડો કચ્છ-ગુજરાત રે—ધન્ય મારી૦
ડાબી ભૂજાએ ભેરી ભુંગળો ને ડંકા વાગે સુદેશ બંગાલ રે—ધન્ય મારી૦

*   *   *

ભારત ભૂમિ રે મારી ભારત ભૂમિ તારી રિદ્ધિ-સિદ્ધિનો નહિ પાર રે—ધન્ય મારી૦
વરસો વરસ તારા આંગણે રે થાય અન્ન તણા અંબાર રે—ધન્ય મારી૦
જુવાર, ઘહું ને બાજરી ને વળી ચોખા, કઠોળ નહિ પાર રે—ધન્ય મારી૦
લાખો ખેતરમાં નીપજે રે તારે મોંઘા તે મૂલ્યના કપાસ રે—ધન્ય મારી૦
આંબા-ગુલાબની વાડીયું ને વળી અમૂલખ ઝુલતાં ઝાડ રે—ધન્ય મારી૦
ત્રાંબા, પિત્તળનો તોટો નહિ ને ઘણા રત્ને ભરેલ ભંડાર રે—ધન્ય મારી૦
રિદ્ધિ ને સિદ્ધિ તારી એવી ઘણી રે જેનો ગણતાં ન આવે પાર રે—ધન્ય મારી૦
સારા જગતની સંપત્તિ રે તારા આંગણીએ એકઠી જણાય રે—ધન્ય મારી૦

*   *   *

ભારતભૂમિ રે મારી ભારતભૂમિ તારાં પૂણ્ય તણો નહિ પાર રે—ધન્ય મારી૦
તેતરીશ કોટિ અતિબલિ રે તારા ખોળામાં ખેલતાં બાળ રે—ધન્ય મારી૦
આર્ય-મુસલમાન-પારસી તે મારી માડીના જાયા વીર રે—ધન્ય મારી૦
સંપે મળીને એક સાથે અહો તારી સેવા કરે રણધીર રે—ધન્ય મારી૦
સ્વામી દયાનંદ, ગુરૂ ગોવિંદ, રામમોહન, વિવેકાનંદ રે—ધન્ય મારી૦

ધર્મ અને દેશ કાજ ખરચી ગયા રે નિજ જીવન તે આનંદકંદ રે—ધન્ય મારી૦
દેવસમા દીકરા દાદા થયા ને વળી કર્મવીર ગોખલે મહાન રે—ધન્ય મારી૦
વિધવિધ વિઘ્નો ટાળી ગયા ને તારાં વિશ્વે વધાર્યાં માન રે—ધન્ય મારી૦
દખ્ખણમાં દીકરો તિલક રમ્યો ને કાંઇ ઝુઝયો સ્વદેશ-હિતકાજ રે—ધન્ય મારી૦

*   *   *

આજેય દેશભક્ત એવા અનેક તારા ચરણે ખડા મારી માય રે—ધન્ય મારી૦
વર્તમાન યુગની શોભાસમો સંત ગાંધી વસે ગુજરાત રે—ધન્ય મારી૦
ભૂમિ પંજાબમાં રાખી છે નેક-ટેક લાલા તે લાજપતિરાય રે—ધન્ય મારી૦
ગંગાતટે વસે સ્વામી શ્રદ્ધાનંદ, માલવીયા ધર્મ-અવતાર રે—ધન્ય મારી૦
ગરજી ગયો દાસબાબુ બંગાલમાં ટહુકે ટાગોર ઋષિરાજ રે—ધન્ય મારી૦
લાખો-કરોડ આવા સાધુ-સુપુત તારી રક્ષા કરે મારી માય રે—ધન્ય મારી૦
મૃત્યુને નોતરાં આપી રહ્યા તારી ભક્તિનાં દિવ્ય ગીત ગાય રે—ધન્ય મારી૦
અમર તપો રે માત અમર તપો તારો અકળ-અતુલ મહિમાય રે—ધન્ય મારી૦
આનંદ વિજય હરિશંકર જુઓ દિવ્ય ભાનુ "**સ્વરાજ્ય**" ઉદે થાય રે—
ધન્ય મારી ભારતભૂમીરે—

---

**त्यजेदेकं कुलस्यार्थे ग्रामस्यार्थे कुलं त्यजेत् ।**
**ग्रामं जनपदस्यार्थे आत्मार्थे पृथिवीं त्यजेत् ॥**

**અર્થ:** કુળના હિતાર્થે એકનો, ગામના હિતાર્થે કુળનો, દેશના હિતાર્થે ગામનો અને આત્માના હિત માટે પૃથિવીનો ત્યાગ કરવો.

## ૮. જન્મભૂમિ માટે ફકીરી.

( " મારી નાડ તમારે હાથ." એ ઢબમાં ગવાશે. )

મારી ભરતભૂમિને કાજ ફકીરી હું ધરૂં રે.—મારી૦
જન્મ ધર્યો એના ઉદરથી, તન પોષ્યું એના અન્ન-જળથી,
અંતે પણ લે અંકે હું જ્યારે મરૂં રે. મારી૦
આભૂષણ ઉતારૂં આજે, કફન ધરૂં તે જનની કાજે,
અંગ ભભૂત લગાવી વિશ્વ વિચરૂં રે. મારી૦
મોટા મ્હેલ, રથો, તોખારો, પામ્યો જે હું ધન-ભંડારો,
તે સૌ તેનું તેના માટે વાવરૂં રે. મારી૦
"દેશોદય" નો ભેખ ધરીને, સત્પુરૂષારથ ભજન કરીને,
"સ્વધર્મ" ભિક્ષાઝોળી કુખે લઇ ફરૂં રે. મારી૦
મિથ્યા સુખમાં આગ લગાવું, માત નામનો અલખ જગાવું,
ધુન મચાવું ધ્યાન જનુનીનું ધરૂં રે. મારી૦
બાવાને શી બીક જ મોટી? લૂંટે તો લેશે લંગોટી,
એમ નફોયો થઇ માની સેવા કરૂં રે. મારી૦

---

### પાંચ પ્રકારના પિતા.

जनिता च विनेता च यस्तु विद्यां प्रयच्छति ।
अन्नदाता भयत्राता पंचैते पितरः स्मृताः ॥ चाणाक्य ॥

**અર્થ:** (૧) જન્મ આપનાર, (૨) નિગમમાં રાખનાર (રાજાદિ), (૩) વિદ્યા આપનાર-ગુરૂ, (૪) અન્નદાતા તથા (૫) ભયથી રક્ષા કરનાર. એ રીતે પાંચ પ્રકારના પિતા કહેવાય છે.

### પાંચ પ્રકારની માતા.

राजपत्नी गुरोः पत्नी मित्रपत्नी तथैव च ।
पत्नीमाता स्वमाता च पंचैता मातरः स्मृताः ॥ चाणाक्य ॥

**અર્થ:** રાજા, ગુરૂ તથા મિત્રની સ્ત્રી, સ્ત્રીની માતા તથા પોતાની માતા એ પાંચ પ્રકારની માતા કહેલ છે.

## ૯. સ્વામીજીનું આગમન.

(વ્હાલા વેગે આવો રે-એ રાગ.)

વેદધર્મ ઉદ્ધરવા રે- ધેનુ રક્ષણ કરવારે—
સ્વામીજી મારા આવીઆ હો……જી.
વળી પાખંડોનો કરવાને મૂળથી વિનાશ. (૨) વેદધર્મ૦

સાખી- ભરજોબનમાં છોડીઆં માતપિતા- ઘરબાર,
સુખ- વૈભવ જુઠાં ગણી પ્રભુમાં ધાર્યો પ્યાર.
સત્યનું શોધન કરવારે, જગના કલેશો હરવારે. સ્વામી૦

સાખી- વિકટ વનમાં આથડયા રાખી ઉર ઉલ્લાસ,
ભૂખ તરસ બહુ ભોગવી કીધો યોગાભ્યાસ.
ભૂલ્યાનો ભ્રમ ટળવારે, અધમોને ઉધ્ધરવારે.- સ્વામી૦

સાખી- આર્યજનોને આપીઓ દિવ્ય મંત્ર ગુરૂકુળ,
વિદ્યા, તપ, બ્રહ્મચર્યનાં વાવ્યાં બીજ અમૂલ્ય,
ભારતનો ભય હરવારે, દુષ્ટ જનોને નડવારે.- સ્વામી૦

સાખી- વિધવિધ મત- પંથો તણી છેદન કીધી જાળ,
એકેશ્વર- ઉપાસના દર્શાવી સુખકાર
યજ્ઞ- ત્યાગ ઉભરવારે, વેદજ્ઞાન વિસ્તરવારે.- સ્વામી૦

સાખી- અનેક વ્હેમ કુરૂઢિઓ જડથી કીધાં નાશ,
ઘોર અવિદ્યા ટાળીને કીધો સત્યપ્રકાશ.
કલેશ- કુસંપ પ્રહરવારે, સત્યુગ સ્થાપન કરવારે.-
સ્વામી૦

---

**पिबंति नद्यः स्वयमेव नाम्भः स्वयं न खादन्ति फलानि वृक्षाः ।**
**नादन्ति सस्यं खलु वारिवाहा परोपकाराय सतां विभूतयः ॥**

**અર્થ:** નદીઓ પોતે પાણી પીતી નથી; પરંતુ બીજાના માટે વહે છે, વૃક્ષો પોતે ફળ ખાતાં નથી અને મેઘ પોતે ધાન્ય ખાતો નથી; પરંતુ બીજાના માટે ઉત્પન્ન કરે છે; તેવી જ રીતે સંત પુરૂષોની સંપત્તિ પોતાના માટે નહિ પણ પરોપકાર માટે હોય છે.

## ૧૦. નિરર્થક જન્મ.

( હરિગીત છંદની ચાલ. )

જે જનની કેરા ગર્ભમાંથી રોગ દોષોથી ભર્યા,
સંસ્કાર ખોટા સંગ લઇને અલ્પ માસે અવતર્યા;
જે વેર વિદ્યાથી ધરીને જગ વિષે જડ થઇ ફરે.
એવા જનોના જન્મથી શું ભાગ્ય ભારતનું ફળે? ૧
જે નર ગણાવા વર વધૂના બાળવયમાંથી વરે,
આખર લગણ ઘર ઘર ભમી જે ભીખથી ઉદર ભરે;
જે કોઇ કારજ સાથ ભરતા બાથ બીજાનાં બળે,
એવા જનોના જન્મથી શું ભાગ્ય ભારતનું ફળે? ૨
જે જર-કમાયા ખર બનીને તર તિજોરીને કરે,
ને રંક પર રાખી નજર ના વિત્ત હોંશે વાપરે;
નહિ ડર ધરી જગકર તણો જે પાપ મારગમાં પળે,
એવા જનોના જન્મથી શું ભાગ્ય ભારતનું ફળે? ૩
જે રાખનો રગડો લગાવી ભૂતળે ફરતા ફરે,
શ્રમ અંગને આપ્યા વિના નિજ પેટનું પુરૂં કરે;
કુરીતથી પર વિત્ત હરવા ચિત્ત જેનું ચળવળે,
એવા જનોના જન્મથી શું ભાગ્ય ભારતનું ફળે? ૪
ત્રયકાળ દીનદયાળને કરતાળ ધારીને ભજે,
સંસારને જંજાળ જાણી માળ લઇને જે તજે;
તલભાર પર ઉપકાર કરવા કે'ણુ એક ન સાંભળે,
એવા જનોના જન્મથી શું ભાગ્ય ભારતનું ફળે? ૫
જે સ્વર્ગ જાવા મૂક્ત થાવા વૃક્ષતળ ટીંગ્યા કરે,
જનમાં મનાવા સિદ્ધ થાવા ચરણ કર ઉંચા ધરે;
જે થાય બાવા મફત ખાવા હાય આવા ભૂતળે
એવા જનોના જન્મથી શું ભાગ્ય ભારતનું ફળે? ૬

## ૧૧. દેવશયની એકાદશી.

[ પ્રભુ અને તેના ભક્તનો સંવાદ. ]

( રાગ—સદા સંસારમાં સુખ દુઃખ સરખાં માની લઇએ. )

દોહરો.

ભક્ત—અરે હાય કલિકાળમાં આ શો જુલ્મ જણાય,
ખરા બપોરે ઉંઘવા માંડયું તેં જગરાય.
અરે આ વિશ્વને કે દાનવો જ્યાં ત્યાં સતાવે,
છતાં જગનાથ તને ઉંઘ આજે કેમ આવે?

જાગ જાગ આળસ તજી જાગ જાગ જગરાય,
તારા આ ઘોરણમહિં બહુ ગોટાળા થાય.

વધ્યું પાખંડ ઝાઝું સત્યનું ના નામ દેખું,
મહા કુકર્મ દુરાચારનું આવે ન લેખું.

નાથ તમારા નોકરો ઇંદ્ર વગેરે દેવ,
તે સૌ બનીઆ લાંચીયા પડી નઠારી ટેવ.

ઘણા માગે મલીદા કે પશુ બલિદાન લે છે,
તને 'ઉંઘેલ' જાણી તે અમોને દુઃખ દે છે.

વરૂણ વૃષ્ટિ ના કરે પડતા કાળ–દુકાળ,
કૈ જન ભૂખથી વલવલે ફરતા હાલ–હવાલ.

વળી યમરાજ રૂઠયો હાય તે તો દાટ વાળે,
કરી વિધવિધ વ્યાધિ આદર્યો સંહાર ભારે.

એમ દેવ દુઃખ દે અતિ વધીઆં પાપ અપાર,
ધર્મનામ લોપાઇ ગયું તીર્થોમાં વ્યભિચાર.

વધી પાખંડપૂજા શાસ્ત્રમર્યાદા ભુંસાણી,
હવે તો ઉઠ પિતા શું સૂતો તું સોડ તાણી?

પ્રભુ— સાંભળ મારા ભક્તજન મા દે મુજપર આળ,
ઉંઘ મને આવે નહિ જાગું છું ત્રયકાળ.

ભક્ત—અહો જગદીશ તારી વાત હું કેવી મનાવું?
નથી તું ઉંઘતો તો કેમ છે અંધેર આવું?

પ્રભુ— શુદ્ધ-બુધ-મુક્ત-સ્વભાવ છું મુજમાં નહિ વિકાર,
પણ મુજને જેવો ગણે તેવું ફળ મળનાર.

મને જાગ્રત ગણે ત્યાં સુખ ને શાંતિ સ્થપાશે,
મને ઉંઘ્યો ગણે ત્યાં અવનવા ઉત્પાત થાશે.

---

स पर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरँ शुद्धमपापविद्धम् । कविर्मनीषी परिभूः स्वयंभूर्याथातथ्यतोऽर्थान् व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ॥ यजु० अ. ४० ॥

**અર્થ**: તે પરમાત્મા સર્વવ્યાપક, સર્વશક્તિમાન, શરીર વગરના, અક્ષત, નાડીબંધનથી રહિત, શુદ્ધ, સર્વપાપોથી રહિત, સર્વજ્ઞ, સર્વાન્તર્યામી, સર્વોપરી અને જન્મ રહિત છે. તે સદા રહેનારી પ્રજાને યથાર્થ રીતે વેદોપદેશ વડે સત્ય માર્ગે દોરે છે અને પોતે નિર્લેપ છે.

मृच्छिलाधातुदार्वादि मूर्तावीश्वरबुद्धयः ।
वनश्यति तपसा मूढाः परां शांतिं न यान्ति ते ॥ महाभारत ॥

**અર્થ**: જે મૂઢ મનુષ્ય કાષ્ટ-પાષાણાદિની મૂર્તિને ઇશ્વર માને છે, તે વ્યર્થ કલેશ ભોગવી સાચી શાન્તિ પામતો નથી.

## ૧૨. વિશ્વપતિને વિપત્તિ.

( રાગ—નાથ કૈસે ગજકો બંધ છુડાયો ? )

નાથ કે'છે મુજને મનુષ્યો દુભાવે
મુજ પર જુઠાં જ આળો ચડાવે.—નાથ૦

હું શુદ્ધ ચેતન રૂપે રહ્યો છું પણ જડ જગમાં મનાવે,
ઉત્તમ પદ ઇનકાર કરી મારી હલકી પદવી ઠરાવે.—નાથ૦

કાનુડો કલ્પીને મારૂં ઇશ્વર નામ લજાવે.
જ્યાં ત્યાં ખેલ કરીને મુજને નટની તુલ્ય નચાવે.—નાથ૦

ભામિનીયો ભેળો રઝળાવી લંપટમાં લેખાવે,
કપટી પણ કહેતાં ના ચુકયા ચાહન ચોર ઠરાવે.—નાથ૦

*વૃક્ષ—પશુ સાથે પરણાવી જગમાં હાસ્ય કરાવે,
ધર્મનામ દુકાનો માંડી ટકે ટકે વેચાવે.—નાથ૦

શંકરનો અવતાર ઠરાવી નાગો ભૂત બનાવે,
મહા વ્યસન મારામાં ટેવી ગાંજો—ભાંગ કુંકાવે.—નાથ૦

દાનવને હું વગર વિચારે વર દઉં એમ જણાવે,
બુદ્ધિશૂન્ય ગણીને મારૂં ભોળો નામ ધરાવે.—નાથ૦

લીંગ તણી ઉત્પત્તિ થઇ તે કહેતાં શરમ જ આવે,
અણુઘટતા આક્ષેપો મૂકી મુજને અધમ ઠરાવે.—નાથ૦

સુખ—દુઃખમાં સંભાળું તેનું સાટું આમ વળાવે,
ધિક્ ધિક્ માનવ દુષ્ટ તમોને દારૂણ દુઃખ કયમ ના'વે ?—નાથ૦

---

* તુલસીનો છોડ અને જાંબુવતી રીંછડી.

## ૧૩. ઇશ્વરમાં માનવતા.

( રાગ–ઉપરનો. )

માનવ મુજને માનવ જેવો બનાવે,
મારી સઘળી પ્રભુતા ત્યજાવે.—માનવ૦
જન્મ મરણથી મુક્ત રહું છું તોપણ જન્મ ધરાવે,
નાનકડું બાળક સમજીને પારણીયે ઝુલાવે.—માનવ૦
તડકો–શીત નડે માનવને મુજને વસ્ત્ર ધરાવે,
વસવાને મુજ માટે મોટાં મંદિર માળ ચણાવે—માનવ૦
ભૂખ તૃષા લાગે નહિ તોપણ મોટા થાળ ધરાવે,
મારૂં નામ દઇને ધૂર્તો માલ મલીદા ઉડાવે.—માનવ૦
અશુદ્ધતા જાણી મારામાં નિત્ય નિત્ય સ્નાન કરાવે,
હું છું શુદ્ધ સદાયે તોપણ આમ અજ્ઞાન જણાવે.—માનવ૦
ઉંઘ કદી આવે નહિ તોપણ સુંદર 'સેજ' બિછાવે,
કામ ક્રીડા કરવાને કાજે પ્રેમ ધરી પરણાવે.—માનવ૦
નિર્ધનતા લેખીને મુજને ઘર ઘર ભીખ મગાવે,
નખોદિયાના માલ ખજાના મારે નામ ચડાવે.—માનવ૦
નિર્વિકારી સર્વેશ્વરને રાગી તુચ્છ ઠરાવે,
મુજને છેક ઉતારી નાંખી ઉંધો માર્ગ ચલાવે.—માનવ૦
સત્ય સ્વરૂપ અનાદિ મારૂં કોણ અરે સમજાવે,
નહિ તો આમ અધર્મ કર્યાથી જગને સુખ નહિ આવે.—માનવ૦

---

नात्यंतं सरलैर्भाव्यं गत्वा पश्य वनस्थलीम् ।
छिद्यन्ते सरलास्तत्र कुब्जास्तिष्ठंति पादपाः ॥ शुक्रनीति ॥

**અર્થ:** અત્યંત સરળતા રાખવી નહિ; કારણકે વનમાં જઇને જુઓ તો જણાશે કે સીધાં અને સરલ વૃક્ષોને સૌ કાપે છે; પરંતુ વાંકાં–ચુંકાં કાયમ રહે છે–તેને કોઇ હાથ અડકાડતા નથી.

## ૧૪. જગત્ મિથ્યા?

( રાગ-આશાવરીની ધૂનમાં )

જગતને મિથ્યા કેમ મનાય?
જો મિથ્યા આ જગત્ હોય તો મોટું વિપરીત થાય. ટેક!

માતા મિથ્યા, પિતા મિથ્યા, મિથ્યા પુત્ર ગણાય,
ધર્મ અને તપ, તીર્થો મિથ્યા નીતિપથ લોપાય.—જગતને૦

જો મિથ્યા આ જગત્ ગણો તો, સ્ત્રી મિથ્યા લેખાય,
ને નારી મિથ્યા માનો તો વરરાજા કેમ થાવ?—જગતને૦

ખાવું, પીવું વિધવિધ વૈભવ મિથ્યા સર્વ મનાય,
તો સઘળા બ્રાહ્મણ ભાઇઓના લાડુ મિથ્યા થાય.—જગતને૦

ઓ મિથ્યાવાદી વેદાંતી! જો જગ મિથ્યા થાય,
તો સાથે વેદાંત તમારૂં શાસ્ત્ર જ મિથ્યા થાય.—જગતને૦

જો મિથ્યા આ જગત ગણો તો મંદિર મિથ્યા થાય,
તો કયમ 'જે જે' કરતા ભાઇઓ દોડો મારગ માંહ્ય.—જગતને૦

રોગી રોગ ગણે મિથ્યા તો ઔષધ મિથ્યા થાય,
વૈદ્યકશાસ્ત્ર રચ્યું તે ઋષિ મોટા મૂર્ખ મનાય.—જગતને૦

ધર્મ, અર્થ ને કામ, મોક્ષની જેથી પ્રાપ્તિ થાય,
ઇશ્વરની તે અદ્ભુત સૃષ્ટિ મિથ્યા કેમ મનાય.—જગતને૦

---

अप्रकटीकृत शक्तिः जनस् तिरस्क्रियां लभते ।
निवसन्नंतर्दारूणि लंघ्यो वह्नि र्न तु ज्वलितः ॥ शुक्रनीति ॥

**અર્થ**: પોતાની શક્તિ ન પ્રકટ કરવાથી સમર્થ માણસનું પણ લોકો અપમાન કરે છે. જેમ કાષ્ટમાં અપ્રકટ રહેલા અગ્નિને સૌ કોઇ ઓળંગીને જાય છે; પરંતુ પ્રજ્વલિત થએલા અગ્નિનું ઉલ્લંઘન કોઇ કરતા નથી. ( માટે પોતાની શક્તિ-ચમત્કાર એકવાર તો બીજાઓને બતાવી દેવો જોઇએ; નહિ તો ટપલાં ખાશો. )

## ૧૫. શું જીવ એ બ્રહ્મ છે?

( રાગ – આશાવરીમાં ચાલ્યા જાઓ. )

કદાપિ જીવ ન બ્રહ્મ ગણાય, ( ૨ )
એકજ દેશી અણુ જીવ તે વ્યાપક બ્રહ્મ ન થાય – ટેક
જે જીવાત્મા રાગ દ્વેષથી સદાય યુક્ત જણાય,
તેને નિર્વિકારી ઈશ્વર કહો કેમ કહેવાય? — કદાપી૦
તેમ છતાં જો જીવાત્માનો કદિ બ્રહ્મ થઇ જાય,
તો આ જગમાં ઘણાં ગધેડાં મોટા હાથી થાય. — કદાપી૦
જો જીવનો બ્રહ્મ થાય તો નારી પણ નર થાય,
કૈંક કાગડા હંસ બનેલા દુનિયામાં દેખાય. — કદાપી૦
કોઇ કહે અજ્ઞાન થવાથી ઇશ્વર જીવ ગણાય.
છુટી જાય અવિદ્યા ત્યારે ફરી બ્રહ્મ થઇ જાય. — કદાપી૦
આવો મત કો બુદ્ધિમાંહિ જરા ન માન્ય ગણાય,
ઇશ્વર તો અવિકારી છે તે અજ્ઞાની કેમ થાય? — કદાપી૦
તેમ છતાં જો જીવ બ્રહ્મનો અભેદ ભાવ મનાય,
તો કેમ રાખો નાત જાતના ભેદ તમે જગમાંય? — કદાપી૦
સર્વં ઇદં બ્રહ્મ ગણ્યાથી બહુ ગોટાળો થાય,
બાપ અને બેટામાં ભાઇઓ રહે ન ભેદ જરાય. — કદાપી૦

---

ઇશ્વરનાં લક્ષણ

**क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः॥ योगशास्त्र ॥**

**અર્થ:** જે અવિદ્યા આદિ પાંચ કલેશો, ઇષ્ટ, અનિષ્ટ અને મિશ્ર ફલદાયક કર્મોથી રહિત છે. તે સર્વ જીવોથી શ્રેષ્ઠ ઇશ્વર કહેવાય છે.

**જીવનાં લક્ષણ.**

**इच्छाद्वेषप्रयत्नसुखदुःखज्ञानान्यात्मनो लिङ्गमिति ॥ न्यायशास्त्र ॥**

**અર્થ:** ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, સુખ, દુઃખ અને જ્ઞાન એ જીવનાં લક્ષણો જાણવાં.

## ૧૬. ગો–માતાનો પોકાર.

( "ઓધવજી સંદેશો કહેજો શ્યામને"–એ રાગ. )

ઓ પરમેશ્વર જગપાલક સુણ વિનતી,
કરૂણાકર ભૂધરજી લ્યોને ભાળ જો;
દારૂણ દુ:ખડાં દે છે મુજને માનવી,
વ્હારે ધાજો વહેલા દીનદયાળ જો.—ટેક !

સર્વ પશુમાં ગરીબ ગણાઉં ગાવડી,
હળીમળીને ચાલુ સૌની સંગ જો;
તન-મન સોંપી સેવા માનવની કરૂં,
છતાં કરે છે કાયા મારી ભંગ જો.—ઓ પરમેશ્વર૦

ઉદ્ધત થઇ થાતી નહિ કો દિ' ઉલટી,
હુકમ પ્રમાણે ચાલું છું સૌ કાળ જો;
છોડે તો છૂટી થઇને પાસે રહું,
બાંધે તો બંધાઉં છું તત્કાળ જો.—ઓ પરમેશ્વર૦

ઘાસતરણુથી ભરણુ કરૂં છું પેટનું,
હરણુ કરૂં નહિ સ્વામીનાં ધન–માલ જો;
મરણુ લગણુ જઇ જંગલમાં ચારો ચરૂં,
શરણુ થવાને આવું સંધ્યાકાળ જો.—ઓ પરમેશ્વર૦

દૂધ–દહીં–ઘી–માખણુ મોંઘાં મૂલ્યનાં,
અમીરસ અર્પી પોષું સૌના પ્રાણુ જો;
છતાં દયા ના દાખે દાનવ દિલથી,
ઉપકારોના સાટે કરતા હાણુ જો.—ઓ પરમેશ્વર.

મુઆં પછી પણુ અર્પું અસ્થિ–ચામડું,
બહુ ફળદાયી મારૂં મૂતર–છાણુ જો;
ગુણુ બધા તે ભૂલી કાપે છે ગળું,
ઉપકારોના સાટે કરતા હાણુ જો.—ઓ પરમેશ્વર૦

મનુષ્યને મારે તો કીધો કાયદો,
ખુનીને ફાંસીની શિક્ષા થાય જો;
પક્ષપાત રાખીને રીબે રંકને,
હાય કરે છે હડહડતો અન્યાય જો.—ઓ પરમેશ્વર૦

અબોલ અબળા કયાં જઇ ફરિયાદી કરૂં,
તાત તમારો એક ખરો આધાર જો;
દાદ લીયોને પામરની પરમેશ્વરા,
ઘોર–ભયંકર જુલ્મ થકી ઉગાર જો —ઓ પરમેશ્વર.

---

योत्ति यस्य यदा मांसमुभयोः पश्यतान्तरम् ।
एकस्य क्षणिका प्रीतिरन्यः प्राणैर्विमुच्यते ।। विष्णुशर्मा ।।

**અર્થ:** જ્યારે, જે કોઇ જેનું માંસ ખાય છે; ત્યારે તે બંને વચ્ચેનો તફાવત જુઓ. એકને (ખાનારને) ક્ષણિક આનંદ થાય છે; અને બીજાનો પ્રાણ જાય છે.

स्वमासं परमांसेन यो वर्धयितुमिच्छति ।
नास्ति क्षुद्रतरस्तस्मात् स नृशंसतरो नरः ।। महाभारत ।।

**અર્થ:** પારકાના માંસ વડે જે પોતાનું માંસ વધારવા ઇચ્છે છે, તેનાથી વધારે કોઇ અધમ અને અતિ ક્રૂર નથી.

## ૧૭. ગાયોનું રક્ષણ કરો!

( "સદા સંસારમાં સુખ દુઃખ સરખાં માની લહાએ."–એ રાગ. )

અરે આ ધર્મસ્થાને ઘોર કર્મો થાય આજે,
ગળાં ગાયો તણાં છેદાય પાપી પેટ કાજે.—અરે. ટેક!

દર વરસે આ દેશમાં પાપ ભયંકર થાય,
લાખો મણ ગાયોતણું માંસ વિદેશે જાય.
હણાવા જીવ ઝાઝા યંત્ર ગામેગામ આવે,
છતાં આ જુલ્મ ભારતપુત્ર કો દિલે ન લાવે.—અરે૦

ધિક્ ધનવાનો દેશના ધિઃક્ધિઃક્ તમને માન,
ધિઃક્ વૈભવ માણો છતાં ધર્મ-દેશને હાણ.
તમારા રૂપિયાની થેલીઓ શું કામ આવે?
કરોને વ્હાર દુષ્ટો રંક ગો-માને રિબાવે.—અરે૦

પ્રાચીન્ કાળે પૂર્વજો કહેવાતા ગોપાલ,
ઘરઘર ગાયો પાળતા તેજ ગણી ધનમાલ.
શિવાજી ને પ્રતાપે ગાય માટે રક્ત રેડયાં,
થયા તેના તનુજો નામબોળુ વીર્યહીણા.—અરે૦

ગાયો અલ્પ થવા થકી ઘટી બળદની જાત,
કૃષિ અધમ થઇ આપણી ભિક્ષુક ભારતમાત.
મળે ના દુધ-ઘી ચોકખાં મરે શિશુ વધારે,
ટળે આવાં દુઃખો જો ગાવડીને કો ન મારે.—અરે૦

---

खलानां कंटकानां च द्विविधैव प्रतिक्रिया ।
उपानद्मुखभंगो वा दूरतो वा विसर्जनम् ॥

અર્થ: દુર્જન અને કાંટાનું બે રીતે નિવારણ કરવું. કાં તો જોડા વડે તેનું મોઢું ભાંગવું અથવા દૂરથી તેનો ત્યાગ કરવો.

## ૧૮. વર્ણ–વ્યવસ્થા.

( રાગ-' જે કોઇ પ્રેમી અંશ અવતરે." )

વેદની વાણ હૃદયમાં ધરી, ઋષિએ વર્ણવ્યવસ્થા કરી. ટેક!

આર્ય પ્રજાના સમૂહ સર્વનો 'તનુ' કલ્પના કરી,
તેનું રક્ષણ થાવા માટે અવયવ રચના ધરી. ઋષિએ૦

મુખરૂપ બ્રાહ્મણને લેખ્યા દિવ્ય બુદ્ધિ વાપરી,
ભણે–ભણાવે વેદશાસ્ત્ર તે બ્રાહ્મણ જાતિ ઠરી. ઋષિએ૦

ક્ષત્રિય બાહુરૂપ બલિષ્ટો બાહુબલ વાપરી,
રક્ષણ જગનું કરે સર્વ તે ક્ષત્રિયજાતિ ખરી. ઋષિએ૦

ઉદર સ્થાને વૈશ્ય ઠર્યા તે વણિકબુદ્ધિ વાપરી,
સર્વ પ્રજાનું પોષણ કરતા કૃષિ–કળાઓ કરી. ઋષિએ૦

પાદરૂપ શૂદ્રોને જાણ્યા ફરજ એમની ઠરી,
"વિશ્વ–તનુ"ની સેવા કરવી ચૂક ન આવે જરી. ઋષિએ૦

પૂર્વકાળમાં ચાર અંગ આ સત્ય પથે વિચરી,
ફરજ અદા કરતા સૌ સૌની તન–મન–ધન વાવરી. ઋષિએ૦

આનંદ–મંગળ હતાં જગતમાં રહેતાં ધર્મો ધરી,
આજ વ્યવસ્થા નષ્ટ થઇ તો દશા આપણી ફરી. ઋષિએ૦

---

शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैति शूद्रताम् ।
क्षत्रियाज्जातमेवन्तु विद्याद् वैश्यात्तथैव च ॥ मनु. अ. १०-६५

**અર્થ:** શૂદ્ર કુળમાં ઉત્પન્ન થએલો બ્રાહ્મણપણાને પ્રાપ્ત થાય છે અને બ્રાહ્મણ શૂદ્રપણાને પામે છે! એવીજ રીતે ક્ષત્રિય કે વૈશ્યકુળમાં પેદા થએલો વિદ્યા–ગુણ–કર્મ વડે ઉંચી કે નીચી વર્ણને પ્રાપ્ત થાય છે.

## ૧૯. ભારતમાતાનો પોતાના ચાર પુત્રો પ્રત્યે અસંતોષ.

(રાગ–"કામણ દીસે છે અલબેલા તારી આંખમાં રે.")

મારી–દુખિયારીની દાદ દિલે કો ના ધરેરે.—મારી૦

ચાર તનુજોની હું માતા, તોપણ દુઃખો દુર ન થાતાં;
ફરજ તજી તે આજ અધર્મો આચરે રે.—મારી૦

જ્યેષ્ઠ પુત્ર **બ્રાહ્મણ** જે મારો, પાક્યો જડબુદ્ધિ ધરનારો;
વિદ્યા સાથે વૈર કરીને વિચરે રે—મારી.

વેદ–ઉપાંગ ભણે શું તે તો, ગાયત્રી ગાવંત્રી કે'તો;
**બ્રાહ્મણ** બદલે "**ભામણ–ભેમણ**" ઉચરે રે—મારી૦

ઋષિ-મુનિનું પદ ગુમાવ્યું, 'ભટ–પંડ્યા' નું નામ ધરાવ્યું;
શેર બજારે ભટકી ઉદરને ભરે રે.—મારી૦

ફોકટીયું ખાવાને ફરતો, તે માટે જ્યાં ત્યાં કરગરતો;
કસાઇ વેશ્યાને પણ આશિષ ઉચરે રે—મારી૦

**ક્ષત્રિય** નિજનું નામ લજાવી, વિષય–ભોગમાં શુદ્ધ ગુમાવી;
સિંહણ છોડી ભૂંડણીઓ ભેગી કરેરે.—મારી૦

ઝાઝું જો શૂરાતન દાખે, બે ત્રણ બગલાં મારી નાખે;
બિલાડાંથી બીને ઘરમાં સંચરેરે.—મારી૦

અમલ–કસુંબે કેર કરાવ્યો ઝોકાં ખાતાં અમલ ગુમાવ્યો;
ભર જોબનમાં ઘડપણને ભેટી પડેરે.—મારી૦

વેશ્યાઓ નાચે દરબારે ખુશામતીઆ ગપ્પાં મારે;
"ખમા બાપુને ખમા" ખવાસો ઉચરે રે.—મારી૦

**વૈશ્યોનો** વેપારજ એવો, સફેત લૂટારાના જેવો;
પૈ આપીને પૈસાની ઇચ્છા ધરે રે.—મારી૦

કૈનાં કરજે નાણું લઇને, બેસે મોટા શેઠો થઇને;
લીધું પાછું દેવા ઇચ્છા ના કરે રે.—મારી૦

કૈં તો માળા-મ્હેલ ચણાવે, કં મોટા **એજન્ટ** કહાવે;
પછી અચિંત્યા ×**અવળી પાઘડી ફેરવે** રે.—મારી૦

ખેતી ખૂબ કરે છે ખોટી, જુઠ-અનીતિનાં બી રોપી;
ફળ અવસાને ભૂંડા હાલે તે મરેરે.—મારી.

શૂદ્રોને તો શોખ વધારે, ફક્કડ થઇને ફરે બજારે;
બાર હાથનો વાંસ ગૃહોમાં ભલે ફરેરે.—મારી૦

સુત-કપુત થયા છે મારા, સુધારોને જગદાધારા,
ફરજ અદા કરવાનું સૌ ઉરમાં ધરેરે.—મારી૦

---

न जारजातस्य ललाटश्रृंगं कुलप्रसूतस्य न पाणिपद्मम् ।
यदा यदा मुंचति वाग्बाणं तदा तदा जातिकुल प्रमाणम् ॥

**અર્થ:** જારકર્મ વડે પેદા થયેલાના માથે શીંગડાં હોતાં નથી; તેમજ ઉંચા કુળમાં પેદા થએલાના હાથમાં કમળ હોતું નથી; પણ જ્યારે જ્યારે તે વચનરૂપી બાણ છોડે, ત્યારે ત્યારે તેની જાત અને કુળ પારખી લેવાં.

काकस्य चंचुर्यदि हेमयुक्ता माणिक्ययुक्तौ चरणौ च तस्य ।
एकैकपक्षे यदि मौक्तिकानि तथापि काको न च राजहंसः ॥

**અર્થ:** કદિ કાગડાની ચાંચ સુવર્ણથી જડેલી હોય, મણિ વડે પગ શણગાર્યા હોય અને તેની પાંખમાં દરેક પીંછામાં મોતી પરોવેલાં હોય, તોપણ કાગડો કદિપણ રાજહંસ થઇ જતો નથી.

---

× દીવાળું કુકે.

## ૨૦. બાલ-લગ્ન બંધ કરો.

( ધીમા ધીમા ચાલોને મારા પ્રા......ણુરે, એ રાગ. )

માનો માનોને આજ મારી વા.......ણુ રે (૨)
બાળ-લગ્નોની રીત બંધ થાશે નહિ;
દુઃખ જાશે નહિ, કરૂં જા........ણુ રે. માનો૦

સાખી- બોલી બોલે તોતળી નહિ પોતાનું ભાન,
સમજે નહિ સંસારને તેની જોડો જાન.
ઉગતા છોડ મૂળેથી મરડી નાખો,
ભોગ-ભઠ્ઠીમાં બાલકોને બાળી નાખો;
આમ નિર્દયતા બાળ ઉપર શાને દાખો,
ઓ સુજા........ણુ રે. માનો માનોને૦

સાખી- તન બંધારણ દૃઢ વિના પરણાવો જો બાળ,
કાચાં બીના રોપથી ના'વે ઉત્તમ ફાલ.
એનાં સંતાન પાંચ વરસ *વટશે નહિ,
કદિ વટશે તો માંદાં તે મટશે નહિ;
મહા કાર્યોમાં એક ઘડી ટકશે નાંહે,
અતિ હા.......ણુ રે. માનો માનોને૦

સાખી- તન-મન કેળવણી દઇ પુખ્ત વયે નિરધાર,
બુદ્ધિ-ગુણુને મેળવી પરણાવો નિજ બાળ.
એવાં બાલક નીરોગી રહેશે નકી,
વળી બુદ્ધિ ને વિદ્યામાં વધશે અતિ;
મહાપુરૂષ કહાવ્યાની રહેશે વકી,
સત્ય વા.......ણુ રે. માનો માનોને૦

---

ऊनषोडशवर्षायामप्राप्तः पंचविंशतिम् ।
यद्याधत्ते पुमान् गर्भः कुक्षिस्थः स विपद्यते ॥

**અર્થ:** સોળ વર્ષથી ઓછી ઉમરની સ્ત્રીમાં પચીશ વર્ષથી ઓછી ઉમરનો પુરુષ ગર્ભાધાન કરે તો તે ગર્ભ કુખમાં જ ગરી જાય છે.

---

*ઓળંગશે.

## ૨૧. બ્રહ્મચર્ય.

( "પંથી પરદેશી ચિત્ત સોંપી હું આ ચા...લી" એ રાગ )

સેવો બ્રહ્મચર્યને પ્રીતે દૃઢ મન ધા...રી,
આદિ આશ્રમ એ જીવતરનો છે સુખકા....રી. સેવો૦
સાખી– આવક–જાવક વીર્યની જે નહિ ગણતા જાય,
દીવાળું ઝટ ફુંકી તે મૃત્યુ શરણે થાય.
કાંતો બલ–બુદ્ધિહીણ રહીને થાય ભિખા....રી. સેવો૦
સાખી– વાંચેલું વદતો નથી અનુભવની છે વાત,
હું તો ભૂલ કરી હવે રડી રહ્યો દિન–રાત.
જીવું માંડ માંડ ઓસડના ફાકા મા....રી. સેવો૦
સાખી– દુનિયાના ડાહ્યા જનો કરી રહ્યા પુકાર,
બ્રહ્મચર્ય છે જીવનનો એક ખરો આધાર
વિદ્યા–યશ–આયુ દેનારો મંગળકા....રી. સેવો૦
સાખી– બ્રહ્મચર્ય હોવા થકી ભીષ્મ થયા રણધીર,
મહાબાહૂ અર્જુનને રણમાં કીધો સ્થિર.
*રામે અતલિબળ રાવણને નાંખ્યો મા...રી. સેવો૦
સાખી– વજ્ર સમી કાયા બની હનુમાન બલવંત,
એક છતાં રાવણ તણા રોળ્યા યોદ્ધ અનંત.
એવી અદ્‌ભુત શક્તિ બ્રહ્મચર્યની ધા....રી. સેવો૦
સાખી– એવા બહુ બળીઆ થયા વળી મહા ધીમાન,
ગોતમ, વ્યાસ, કણાદ ને દયાનંદ મહાન્.
એવું બ્રહ્મચર્યનું બળ લો અંગે ધા....રી. સેવો૦

---

**ब्रह्मचर्येण तपसा देवा मृत्युमुपाघ्नत ।**
**इन्द्रो ह ब्रह्मचर्येण देवेभ्यः स्व रा भरत ॥ अथर्व० ॥**

**અર્થ:** બ્રહ્મચર્યના તપોબલથી જ વિદ્વાનો અમરતા મેળવે છે–જન્મ મરણથી છૂટી જઇ–મોક્ષ પામે છે, તેમજ બ્રહ્મચર્યના સામર્થ્ય વડે જ દેવરાજ ઇંદ્ર સર્વ દેવોને પ્રકાશ આપે છે.

---

* ગૃહસ્થ બ્રહ્મચારી.

## ૨૨. હિન્દુપણે ઘર ઘાલ્યું.

( રાગ–મરશીઆ. )

હાય હાયરે હિન્દુપણે ઘર ઘાલ્યું,
શુદ્ધ આર્યપણું જાય ચાલ્યું રે.—હાય૦

સત્ય વૈદિક ધર્મ–કર્મ છોડયાં, ઋષિ–મુનિનાં વાકયો વખોડયાં;
મનઃકલ્પિત ગ્રંથોમાં ચિત્ત ચોડયાં રે.—હાય૦

નિરાકાર પ્રભુ સાકાર બનાવ્યો, જાર, કપટી ને ચોરટો ઠરાવ્યો;
સત્ય બ્રહ્મ અંધકારમાં છુપાવ્યો રે.—હાય૦

નવા પંથ કરી સંત બની બેસે, "થશો મુક્ત" કહી ખૂબ દામ લે છે;
જાણે સ્વર્ગના ઇજારદાર એ છે રે—હાય૦

ખુદ પ્રભુરૂપ બની થાય જારી, વિત્તકાજ કરે ભક્તની ખુવારી;
ધિઃક્ ધિઃક્ મુખે ધર્મનામ ધારી રે.—હાય૦

મુખ રામનામ ધર્મતત્વ ધારે, સ્નાન ઉપવાસમાં ગણે વધારે;
નીતિ સદાચાર કાંઇ ના વિચારે રે.—હાય૦

શુભ આશ્રમ વ્યવસ્થાને ત્યાગી, બન્યા લક્ષ્મી–સ્ત્રીમાં જ અનુરાગી;
આયુ અલ્પ થયાં હવે જુઓ જાગી રે.—હાય૦

તજ્યાં યજ્ઞ–હોમ નિત્ય–કર્મકાંડો, લઘુ ઉમરે જ લગ્ન કરી માંડો;
તેથી વધી ઠામ ઠામ 'બાળરાંડો' રે—હાય૦

બધી વિધવા વિવાહ વિણુ રાખે, પછી જારકર્મ થાય તોય સાંખે;
કરી ગર્ભ–ઘાત નિજ લાજ ઢાંકે રે.—હાય૦

જુની વર્ણવ્યવસ્થા બગાડી, ગણી શ્રેષ્ઠ જુદા થાય છે અનાડી,
દીધો દેશને કુસંપથી દઝાડી રે—હાય૦

હવે દેશ તણી દાઝ દિલ લાવો, હિન્દુ નામથી જ લોકમાં લજાઓ,
શુદ્ધ આર્ય બની દેશને દીપાવો રે.—હાય૦

## ૨૩. વાસીદે સાંબેલાં જાય.

( "ઝેર ગયાં ને વેર ગયાં." એ રાગ. )

જુઓ જગતની અન્ય પ્રજાઓ બહુ ઝડપે સુધરતી જાય,
વિદ્યા લક્ષ્મી વિપુલ વધારી જગમાં જોર જણવતી જાય;
ભારત ભિક્ષુક નહિ મટવાનું કારણ મોટું એક કળાય,
આજ અમારાં ધર્મ–કર્મમાં વાસીદે સાંબેલાં જાય. ૧
ભારતવાસી ભ્રાત અમારા જુઓ ચાલતા કેવી ચાલ?
પારણીએ પોઢાતાં બાલક પરણાવી દે છે તત્કાળ,
જુઠો જગમાં લ્હાવો લેવા સંતાનોનો ભોગ અપાય,
આજ અમારાં ધર્મ–કર્મમાં વાસીદે સાંબેલાં જાય. ૨
એક ટકાની હોય તોલડી તોય તપાસે સઘળે ઠામ,
ખૂબ ટકોરા ખખડાવીને પૂરણ પરખી ખર્ચે દામ;
કન્યાને જીવતરનો સાથી વર જોતાં આંધળીઆં થાય.
આજ અમારાં ધર્મ–કર્મમાં વાસીદે સાંબેલાં જાય. ૩
બૉયકોટ પરદેશી ચીજો કરી દેશમાં દાખે સ્નેહ,
દેશ–વિનાશક ઘોર રિવાજો બૉયકોટ કરતા નહિ તેહ;
અલ્પ કામમાં બહુ ચીકણાં મોટામાં ગોટાળા થાય,
આજ અમારાં ધર્મ–કર્મમાં વાસીદે સાંબેલાં જાય. ૪
સુધારવા બીજા લોકોને સભા ભરી દે શીખ અપાર,
નિજ ઘરમાં કુધારા કેરો ગણીએ તો ના આવે પાર;
પગ નીચે દાવાનળ સળગે ડુંગર ઉપર દૃષ્ટિ જાય,
આજ અમારાં ધર્મ–કર્મમાં વાસીદે સાંબેલાં જાય. ૫
લુખી કીર્તિ મળવા માટે લાખોનાં આંધણુ ઓરાય,
એક હાથ વાઘરડી કાજે ભેંસ તણો જ્યમ ભોગ અપાય,
કુટુંબમાં પ્રીતિ નહિ થોડી દેશદાઝ રાખે દિલમાંય,
આજ અમારાં ધર્મ–કર્મમાં વાસીદે સાંબેલાં જાય. ૬
મરણુ થએલાં પિતૃ પાછળ ખંત ધરી ખરચે ધન માલ,
જીવિત ઘરડાં માત–પિતાની કોઇ દિવસ ના લે સંભાળ;

ઘરનાં બાલક ઘંટી ચાટે બાવાને આટો અરપાય,
આજ અમારાં ધર્મ-કર્મમાં વાસીદે સાંબેલાં જાય. ૭
ચેતનમાંથી ચિત્ત ખસેડી જડમાં જબરો રાખે ભાવ;
મોટા નદ ઉતરવા માટે જેમ કરે કાગળનાં નાવ;
અમોથી બમણા દેવ અમારે તોપણ કષ્ટ કમી ના થાય
આજ અમારાં ધર્મ-કર્મમાં વાસીદે સાંબેલાં જાય. ૮
પશુ-તરૂવરને પૂજ્યાથી પાપ નઠારાં પામે નાશ,
નદીઓમાં ન્હાવાથી રાખે મુક્તિ મળવાનો વિશ્વાસ;
માખણ મેળવવાને માટે ફોકટ નીર વલોવ્યે જાય,
આજ અમારાં ધર્મ-કર્મમાં વાસીદે સાંબેલાં જાય. ૯
દેશહિતમાં દમડી ન આપે પાપી પોપ ઘણા પોષાય,
ધર્મ તણી અંધારી રાખી કંટકમાં જઈને અથડાય;
ખેંચાયા ગાડરીઆ જ્હેને ભારતનાં સંતાનો જાય,
આજ અમારાં ધર્મ-કર્મમાં વાસીદે સાંબેલાં જાય. ૧૦

---

## પુરૂષાર્થ કરો.

आस्ते भग आसीनस्योर्ध्वं स्तिष्ठातीतिष्ठतः ।
शेते निपद्यमानस्य चराति चरतो भगः ॥
चरैवेति चरैवेति ॥ ऐतरेय ब्राह्मणः ॥

**અર્થ:** જે બેસી રહે તેનું ભાગ્ય પણ બેસી રહે છે, જે ઉભો રહે, તેનું ભાગ્ય ઉભું રહે છે અને જે ચાલે છે, તેનું ભાગ્ય પણ ચાલે છે. માટે ઉદ્યમ કરો! ઉદ્યમ કરો!

कालिः शयानो भवति संजिहानस्तु द्वापरः ।
उत्तिष्ठंस्त्रेता भवति कृतं संपद्यते चरन् ॥
चरैवेति चरैवेति ॥ ऐतरेय ब्राह्मणः ॥

**અર્થ:** સૂઇ રહેવું તે કળિયુગ જાણો, આળસ ત્યાગવી તે દ્વાપર જાણો, ઉભા થઇ જવું તે ત્રેતા જાણો અને ચાલવા માંડવું તે સત્યુગ જાણો. માટે પુરૂષાર્થ કરો! પુરૂષાર્થ કરો!

## ૨૪. અંધશ્રદ્ધાળુ માબાપનો આર્યપુત્ર.

( "પ્રાણીઆ ભજી લેને કીરતાર." એ રાગ. )

વિનતી સાંભળો વિશ્વાધાર મારાં દુઃખનો ન આવે પાર. ટેક !
ભોળી મતિના માતાપિતાને પોપજીએ નાખી છે જાળ,
આંધળી આસ્થા રાખીને ઉરમાં ખૂબ બન્યા બેહાલ રે. વિનતી૦
ભક્તિમાં ભાવ બહુ દાખે છે દિલથી અન્ય ન રાખતા આશ,
જુઠી લીલામાં શ્રદ્ધા ન મારે તેથી કરે કંકાસ રે. વિનતી૦
અગિયાર વાગે આવી મંદિરથી પુરે છે દેવનો થાળ,
અરધો દિવસ એમ કાઢે પૂજામાં થાએ જમ્યાનો કાળ રે. વિનતી૦
હું છું ભૂખાવળો તેથી પ્રભાતમાં લાગે છે પેટમાં ભૂખ,
રોજ ને રોજ આમ રે'વું રીબાઇ વેઠાય કેમ આ દુઃખ રે. વિનતી૦
કર્મ સંજોગે પ્રતિ પખવાડીએ આવે એકાદશી યોગ,
છાનો હું નાસ્તો ખાઇ રહું પણ ભારજાના તો ભોગ રે. વિનતી૦
આઠ આઠ દિવસે આપે છે પોપને સીધું ને પૈસા ચાર,
આંધળું પાંગળું આવી ચડે તો મારી કાઢે પોળ બ્હાર રે. વિનતી૦
ન્હાવા ગોદાવરી, ગંગા ને ગોમતી મોટો કર્યો'તો ફેર,
વસવાનાં ઝુંપડાં વેચીને વાળ્યું 'પૂર્વજનમ'નું વેર રે. વિનતી૦
મૃતક પિતરની તિથિ ઉજાળવા બીજા જમાડવા પોપ,
સ્રીનું ઘરેણું વેચીને દાખ્યો ભૂંડી ભક્તિનો કોપ રે. વિનતી૦
આવી ભક્તિમાં ભડકો ન લાગે ભારે કર્યો છે નિરાશ,
બેઠાં બેઠાં હાથ માળા લઇને કાઢયું છે સત્યાનાશ રે. વિનતી૦
આવો પ્રપંચ કેમ ચાલે પિતાજી ન્યાયી છે આપનું રાજ,
ભોળાં વડીલને આપો સુબુદ્ધિ રાખોને રંકની લાજ રે. વિનતી૦

---

लुब्धमर्थेन गृह्णीयात् स्तब्धमंजलिकर्मणा ।
मूर्खं छंदानुवृत्त्या च यथार्थत्वेन पंडितम् ॥ चाणाक्य ॥

**અર્થ:** લોભીઆને ધન આપીને વશ કરવો, અક્કડ—અભિમાનીને હાથ જોડીને, મૂર્ખને તેની મરજી પ્રમાણે ચાલીને અને વિદ્વાનને સીધેસીધી—યથાર્થ વાતથી વશ કરવા.

## ૨૫. નવિન આર્યના હૃદયોદ્‌ગાર.

( "જુઠું જુઠું જીવિત ખરૂં જાણ્યમાં રે" એ રાગ. )

જાણ્યું જાણ્યું પોપોનું પોકળ જ્યારથી રે. ટેક !
જડ-સેવનથી જડની માફક, બુદ્ધિ બનતી સુખ ઉથાપક;
ઘટઘટ-વ્યાપક બ્રહ્મ ભજું હું ત્યારથી રે.—જાણ્યું૦
સંધ્યા-હોમ સમજવા લાગ્યો, જ્ઞાનદીપક અંતરમાં જાગ્યો;
લાગ્યો પ્રેમ જ નીતિ સહ-આચારથી રે.—જાણ્યું૦
માળા લઇને મૂકી અળગી, સત્પુરૂષાર્થે વૃત્તિ વળગી;
તૃષ્ણા જુઠી સળગી આ સંસારથી રે.—જાણ્યું૦
નદી-પહાડ ન તીર્થો જાણું, તારક માતપિતા જ પ્રમાણું;
તન-મન પાછાં તાણું ભ્રષ્ટાચારથી રે.—જાણ્યું૦
પુરાણમાં પ્રીતિ ના રાખું, વેદ ઉપરથી વારી નાખું;
આપ્ત વચનને ભાખું સાચા સારથી રે.—જાણ્યું૦
દયા-દાનમાં ધર્મ વિચારૂં, દુઃખી જનનાં દુઃખ વિદારૂં;
ભવ સુધારૂં *સ્વામીના ઉપકારથી રે.—જાણ્યું૦

*ગુરૂવર દયાનંદ સરસ્વતી.

---

कुरंगमातंगपतंगमीना भृंगा हताः पंचभिरेव पंच ।
एकः प्रमादि स कथं हतो न यः सेवते पंचभिरेव पंच ॥

**અર્થ:** હરણ કાનને વશ ન રાખવાથી નાશ પામે છે, ( મધુર રાગ સંભળાવી શિકારી તેને મારે છે. ) હાથી ચામડીનું સ્પર્શસુખ ભોગવવા જતાં નાશ પામે છે. પતંગીઓ આંખને વશ ન રાખવાથી અગ્નિમાં ઝંપલાવે છે માછલું જીભ વશ ન હોવાથી માછીમારે લોખંડના સળીઆમાં ભરાવેલો ખોરાક લેવા જતાં નાશ પામે છે. ભમરો નાસિકા વશ ન હોવાથી કમળની સુગંધ લેવા જતાં તેમાં સપડાઇ જાય છે. આ પ્રમાણે માત્ર એકજ ઇંદ્રિય વશ ન રાખવાથી ઉપર જણાવેલાં પ્રાણીઓ નાશ પામે છે, તો જેની પાંચેય ઇંદ્રિયો બ્હેકી ગઇ હોય, તે કેમ હણાય નહિ?

## ૨૬. આર્યસમાજના અસ્તિત્વથી ભારતનું ભવિષ્ય!

( ગઝલ. )

અહો આ આર્યભૂમિનાં અમિત પુણ્યો ઉદે થાશે,
સમાજો આર્યની–જેથી મહા પાપો પ્રલે થાશે. ૧
અતિ આંધિ અવિદ્યાની ઉડી આકાશમાં જાશે,
ભલી આ ભારતિ–માના પનોતા પાદ પૂજાશે. ૨
ગપોડી ગ્રંથની ગ્રંથી તડોતડ તુટતી જાશે,
વિજય વેદો તણો વાયુ વસુધામાં સદા વાશે. ૩
સકલ શિશુ ગુરૂકુળે વિવિધ વિદ્યા ગ્રહી જાશે,
પુરાણી પદ્ધતિ પાછી અમારા દેશ દેખાશે. ૪
મહીતળમાં હવન હોમો સ્થળેસ્થળ ચાલતા થાશે.
જડો રોગો તણી કુડી સમૂળી ઉખડી જાશે. ૫
મનુષ્યોનું ખરૂં આયુ નવાણું–સો નકી થાશે,
સુખેથી માગીઆ મેઘો ગરજશે હર ચોમાસે. ૬
યુધિષ્ઠિર રામજી જેવા હવે આર્યો ઉદે થાશે,
ધનંજય ભીમના જેવા મહાવીરો વિસારાશે. ૭
સતી સીતા સમી નારી ઘણા ગ્રહમાં નિહાળાશે,
મનુ જેવા મહર્ષિની ખરેખર ખોટ પુરાશે. ૮
શૂરાના સામટા નાદો ગગનમાં ગાજતા જાશે,
અમારા ધર્મના વૈરી અહિંથી ભાગતા થાશે. ૯
કરોડો કારખાનામાં હજારો હુન્નરો થાશે,
હીરા–માણેક મોતીથી કનક–કોઠાર છલકાશે. ૧૦
અને જાહોજલાલીથી જગત ઝાંખું પડી જાશે,
હજારો જાતિઓ જુદી શરણુ વેદો તણી સ્હાશે. ૧૧
સ્વર્ગના સુખની આહિં શિતળ વૃષ્ટિ સદા થાશે,
મહા દારૂણ દુઃખોની ભયંકર આગ હોલાશે. ૧૨
પ્રભુની લાડલી વાડી ભરતભૂમિ ભલી થાશે,
ભરતખંડી રૂડાં પંખી મધુરાં ગીતડાં ગાશે. ૧૩

## ૨૭. જીવનનું સાફલ્ય.

( " અહો દિલદાર જરી દેદાર દિવાનીને દેખાડોને. "—એ રાગ )

અરે ભાઇઓ સફલ જીવન કરો સંસારમાં ભાવે. ટેક!

તમે આ પેટના માટે રળો છો દિન ને રાતે,
ફરજ સાચી રહી માથે કહો તે યાદ કયમ ના'વે? ૧

ટકાથી પ્રીત તોડી દો સ્વધર્મે ચિત્ત ચોડી દો,
દીનોની દાદ દોડી લો ટકો અંતે નહિ આવે. ૨

હરિગીત.

"ધર્મષ્ટકા કર્મષ્ટકા પરમં પદં" જ ટકા ગણે,
ટકટક નિહાળે છે ટકા જો તે ન થેલીમાં જડે;
રે થઇ ટકાતો દાસ તેનું ધ્યાન જે નિત્યે ધરે,
એવા જનોના જન્મથી શું ભાગ્ય ભારતનું ફળે?

જે જર-કમાયા ખર બનીને તર તિજોરીને કરે;
ને રંક પર રાખી નજર નહિ વિત્ત હોંશે વાવરે;
તાજી કરે તિજોરીઓ આપે ન ધર્મે દાનમાં,
ચમડી જતાં દમડી ન દે ધિક્કાર હો તે દામમાં.

નહિ પૂછે પ્રભુ જાણું " તમારે કેટલું નાણું. "
" જમ્યા'તા નિત્ય શું ખાણું રહ્યા કે ના જઇ જાવે? ૩

" ફર્યો કે ના બગીચામાં હળ્યા કે ના ગલીમાં;
" ધર્યો કે ના જરી-જામા " ન પ્રશ્નો નાથ ઉઠાવે. ૪

---

* આ કવિતા સભામાં ગાવાના હેતુથી લખી છે; માટે તેમાં વચ્ચે વચ્ચે હરિગીત તથા શ્લોકો આપ્યા છે, જે ગાનારને તે ઠીક ન પડે; તેમણે તે છોડી દઇને બાકીની કવિતા વાંચવી.

श्रोत्रं श्रुतेनैव न कुंडलेन दानेन पाणि र्नतु कंकणेन ।
विभाति कायः करुणापराणां परोपकारै र्नतु चंदनेन ॥
"વરાવ્યો દિકરો જ્યારે "હતાં કે બેન્ડ ના ત્યારે,
મળ્યા ખેતાબ શું તારે" નહિ પૂછે પ્રભુ ભાવે. ૫
નહિ સરટિફીકેટો તે બી. એ. ની પાસથી માગે
નહિ પૂછે પ્રભુ રાગે "કર્યાં કયાં ભાષણો ભાવે?" ૬
यस्य जीवति जीवन्ति दीना मित्राणि बान्धवाः ।
सफलं जीवितं तस्य आत्मार्थे को न जीवति ॥
અરે એવા જીવે તો શું અને એવા મરે તો શું?
વૃથા ભૂભાર જાણું હું જગતને દુઃખડાં દેવા. ૭
ભલે તે હો મહારાયા ભલે પંડિત લેખાયા,
ન ધર્મે તે કદિ ધાયા ગણાશે જાનવર જેવા. ૮
येषां न विद्या न तपो न दानं ज्ञानं न शीलं न गुणो न धर्मः ।
ते मृत्युलोके भुविभारभूता मनुष्यरूपेण मृगाश्चरंति ॥
કવિ તે નામ નહિ ગાશે મરે તો શોક નહિ થાશે,
હતા કે ના વિસારાશે જશે ખાલી હતા જેવા. ૯
પ્રભુજી પૂછશે ખાંતે, તમે શું વાવર્યું હાથે,
રિબાતા રંકના માટે દુઃખે જે દિન વિતાવે. ૧૦
મુઆં માબાપનાં બાલો રખડતાં રંકને પાળો,
હરિશંકર દયા ધારો પ્રભુજી પ્રેમ તો લાવો. ૧૧

---

## ૨૮. નામધારી આર્ય.

( હરિગીતની ચાલ. )

જે જન્મથી ઉદ્ધત ગણાતો જન વિષે કીંમત નહિ,
વળી ધર્મશું શુભ કર્મ શું તે મર્મ મન જાણે નહિ;
પણ મિત્રના સહવાસથી નિજ આર્ય નામ લખાવિયું,
એવો સમાજી હોય કે ના હોય તેથી શું થયું ? ૧
જે પોપજીના દાન લાગાથી અતિ ત્રાસી ગયા,
તે દુ:ખમાત્ર મટાડવા શાણા સમાજી થઇ ગયા;
સમજે નહિ સિદ્ધાંત કેવળ છે **નમસ્તે** આવડયું,
એવો સમાજી હોય કે ના હોય તેથી શું થયું ? ૨
જે જર મીલાવા વગ લગાવા આર્ય પોતાને કહે,
કીર્તિ કમાવા શ્રેષ્ઠ થાવા નિજ ગુણો ગાતા ફરે,
જે હૃદય આવા સ્વાર્થ સ્હાવા નીચ ભાવાથી ભર્યું,
એવો સમાજી હોય કે ના હોય તેથી શું થયું ? ૩
જ્યાં ત્યાં ગપાટા ઝુડવા નવરા નકામા જઇ અડે,
અઠવાડીયે જાતાં સભામાં ટાઢ જેને ઝટ ચડે;
દિલમાં નહિ કંઇ દાઝ ફોકટ આર્ય નામ ધરાવિયું
એવો સમાજી હોય કે ના હોય તેથી શું થયું ? ૪
જે ધૂર્ત બાવા-ભગત-સાધુની સદા ટીકા કરે,
પણ આર્યપંડિત કે અતિથિ કદિ ઘેર ન નોતરે;
જે હૃદય આવું સાવ લુખું નરી શઠતાથી ભર્યું,
એવો સમાજી હોય કે ના હોય તેથી શું થયું ? ૫
જે જૂઠની નિંદા કરે પણ સત્યને ના આચરે,
ને "અમુક ખોટું-તમુક ખોટું" એમ બકવાદો કરે;
વળી "કાંઇ પણ કરવું નહિ" એ ધર્મવ્રત જેણે ધર્યું,
એવો સમાજી હોય કે ના હોય તેથી શું થયું ? ૬

---

# પ્રકીર્ણ ભજન–રત્નો.

સંપાદક:–

**ભાનુશંકર ઓઘડભાઈ શર્મા.**

માલાડ. ( મુંબઇ. )

## ૨૯. બ્રહ્મજ્ઞાન ફૈલાદો.

( આશાવરી. )

જગતમેં ફૈલાદો બ્રહ્મજ્ઞાન. (૨)
સત્ય બચન ઔર વેદપઠનમેં અર્પણ કર દો પ્રાન. જગતમેં૦

ધીરજ ધારો મધુર બોલો તજ દો હઠ–અભિમાન,
નિત્ય પંચયજ્ઞોંકા કરના, દો દીનોં કો દાન. જગતમેં૦

જગદ્‌ગુરુ થા દેશ હમારા સબને કીયા બયાન,
વેદોંકી પ્યારો આજ્ઞા પાલો હોગા વહી ફિર માન. જગતમેં૦

દેશદેશમેં ધુમ મચાદો હો જાઓ સિંહ સમાન,
ચીન અરબ આદિ દેશો મેં યુરૂપ ઔર જાપાન. જગતમેં૦

ગુરૂકુલમેં સંતાન પઢાઓ છોડો મોહકી બાત,
સચ્ચે માત–પિતા કહલાઓ દો ગુરુકુલકો દાન. જગતમેં૦

તુમ્હારે હિત ઋષિ અર્પણ કર ગયે તન મન ધન ઔર પ્રાન,
છજ્જુ કહે ચેતો રે ભાઇઓ ઉઠો ઋષિ સંતાન. જગતમેં૦

## ૩૦. સ્વામીજી કે ઉપકાર.

( ગઝલ. )

દેખો તો સ્વામી કૈસા ઉપકાર કર ગયા હૈ,
ભારત નિવાસિયોં કો બેદાર કર ગયા હૈ. ૧
બેહોશ બેખબર હમ સોયે હુએ પડે થે,
સબકો જગાજગાકર હુશિયાર કર ગયા હૈ. ૨
ભારતકી દુર્દશામેં કોઈ કસર નહિં થી,
કરકે સમાજેં કાયમ ઉદ્ધાર કર ગયા હૈ. ૩
વેદોં કા નામ તક ભી ભૂલે થે લોગ સબહી,
વહ હર જગહ પૈ ઉનકા વિસ્તાર કર ગયા હૈ. ૪
વેદોંકા ભાષ્ય કરકે વિદ્યા વ યોગબલ સે,
સચ્ચે ધરમ કે જાહિર ઇસરાર કર ગયા હૈ. ૫
સંસ્કૃત વ માતૃભાષા જો હો ચુકી થી મુર્દા,
ઉસકો જીલા કે ફિરસે જાંદાર કર ગયા હૈ. ૬
હિન્દુ, ગુલામ, કાફીર કહલાયે જો ગયે થે,
આર્ય બના ફિર ઉનકો સરદાર કર ગયા હૈ. ૭
મત ઔર મતાંતરોં કી દીવાર ઔર કીલોં કો,
યુક્તિ કે ફાવડે સે મિસમાર કર ગયા હૈ. ૮
ગુરૂકુલ કા વહ તરીકા બતલા કે આર્યોં કો,
બ્રહ્મચર્ય–આશ્રમકા ઉદ્ધાર કર ગયા હૈ ૯
હોને ન પાવે કોઇ ઇસાઇ ઔર મુસલમાં,
યોં આર્યોં કી સેના તૈયાર કર ગયા હૈ. ૧૦
કયોંકર ભલા સમાવે કૂજેમેં બહરે આજમ,
કયોંકર બયાં હો સારે જો કાર કર ગયા હૈ. ૧૧
માને ન માને કોઇ પર સચ તો યે હૈ સાલિગ,
આગે ધરમ કો સ્વામી ગુલજાર કર ગયા હૈ, ૧૨

## ૩૧. ગુરૂદેવ તૂ કહાં હૈ?

( ગઝલ )

ગુરૂદેવ તૂ કહાં હૈ ફિર એકવાર આજા;
દૈવી ' દયા ' દિખાજા આનંદ રસ વહાજા. ૧

મૃતશ્રાદ્ધ મૂર્તિપૂજા અવતાર–વાદ દૂજા,
હૈ માનતે અભીતક શ્રુતિમાર્ગ તૂ દિખાજા. ૨

વિધવા અનાથ રોતે નિત ધર્મ ભ્રષ્ટ હોતે,
આ એકવાર ઇનકો ફિર સાંત્વના બતાજા. ૩

હતભાગ્ય યે અભાગે હિન્દુ અભી ન જાગે,
ઉનકો ભુજા પકડકે ઋષિરાજ ફિર ઉઠાજા. ૪

પ્રતિનિધિ સમાજ જોડા જિન પૈ સ્વકાર્ય છોડા,
વહ જન વહીં ખડે હૈં આગે ઉન્હે બઢાજા. ૫

હમમેં રહા ન ભગવન તેરા તપસ્વિ જીવન,
આ દેવ દિવ્ય આભા હમકો પુનઃ દિખાજા. ૬

યે શિષ્યવર્ગ તેરે હોંગે મુદિત ઘનેરે,
નિજ દિવ્ય જન્મ–ઉત્સવ સાર્થક સફલ બનાજા. ૭

સર્વસ્વ પ્રાણપ્યારા વૈદિક–પ્રચાર પ્યારા,
હે દેવ સૂર્ય બન કે સંસાર કો સિખાજા. ૮

---

दुर्जनं प्रथमं वंदे सज्जनं तदनंतरम् ।
मुखप्रक्षालनात्पूर्वं गुदप्रक्षालनं यथा ॥ चाणाक्य ॥

**અર્થઃ** જેમ પહેલું ગુદપ્રક્ષાલન કરવું અને પછી મુખ–હાથ ધોવાં, તેમ પહેલાં દુર્જનનને નમવું અને પછી સજ્જનને.

## ૩૨. વેદકી શરન.

આજાના રે ઇસ વૈદિક ધરમપર. ( ૨ )
આજાના રે ભાઇઓ આજાનારે સભી.—આજાનારે૦
યહ તો ઇશ્વરકી હૈ બાની, સારે ઋષિમુનિયોને માની;
ઋષિ દયાનંદ ફર્માની, કહતે જીસકો સબ કલ્યાની,
છોડો જુઠા કરમ, ન ગવાંઓ જનમ, કુછ ખાઓ શરમ,
પકડો વૈદિક ધરમ, પકડો વૈદિક ધરમ.—આજાના રે૦
જો કોઇ ઇસકો પઢે-પઢાવે, નાલે યોગાભ્યાસ કમાવે,
સો વહ પરમાનંદકો પાવે, યહી વેદ હમેં શીખલાવે.
યહી સચ્ચા કરમ, જીસે કહે તે ધરમ, જો કોઇ જાને મરમ,
આવે ઇસકી શરન, આવે ઇસકી શરન.—આજાના રે૦
કહે પરશુરામ સુન ભાઇ, સારે હિન્દુજન ચિત લાઇ,
ચાહે મુસલમાન ઇસાઇ, કોઇ મતવાલા હો ભાઇ.
સબને આજાના રે, ફલ પાજાના રે, દુઃખ ઉઠાજાના રે,
સુખ પાજાના રે, સુખ પાજાના રે.—આજાના રે૦

---

एकशतमध्वर्युशाखा सहस्रवर्त्मा सामवेदः ।
एकविंशतिधा बाह्वृच्यं नवधाऽऽथर्वणो वेदः ॥ महाभाष्य ॥

**અર્થ:** યજુર્વેદની ૧૦૧ શાખાઓ, સામવેદની ૧૦૦૦, ઋગ્વેદની ૨૧ અને અથર્વવેદની ૯ શાખાઓ છે. ( ચારેય વેદની કુલ શાખાઓ ૧૧૩૧. )

गुणगणगुंफितकार्ये मृगयति दोषं गुणं न जातु खलः ।
मणिमयमंदिरमध्ये पश्यति पिपीलिका छिद्रम् ॥कल्पतरू ॥

**અર્થ:** જેમ મણિજડિત સુંદર મંદિરમાં કીડીઓ છિદ્ર જ શોધે છે, તેમ ઘણા ગુણવાળા કાર્યમાં દુર્જનપણ ગુણનો ત્યાગ કરીને છિદ્ર જ ખોળે છે.

## ૩૩. શોભા.

( આશાવરીમેં )

મેરી બિનતી સુનો ધર ધ્યાન. (૨)
સહુ આશ્રમમેં ગૃહસ્થ ધર્મ હૈ સબસે શ્રેષ્ઠ મહાન. મેરી૦

પુરૂષ તો હૈ ઘરકી શોભા નરકી શોભા સ્ત્રી જાન,
સ્ત્રીકી શોભા પતિવ્રત જાનો રક્ષા કરે ભગવાન. મેરી૦

દોનોં કી શોભા પરસ્પર પ્રીતિ પાની-દૂધ સમાન,
જીસ ઘરમેં પતિ-પત્ની ખુશ હૈ વહ ઘર સ્વર્ગસમાન. મેરી૦

મુખકી શોભા મીઠે બચન હૈ હાથકી શોભા દાન,
દાનકી શોભા પાત્ર હો અચ્છા કહ ગયે પુરૂષ મહાન. મેરી૦

પરોપકાર હૈ જીસ્મકી શોભા ધર્મ ઉપકાર જી જાન,
ધર્મકી શોભા હૈ જીસ્મમેં અહિંસા ધર્મ-પ્રધાન. મેરી૦

ચહું વેદોંકી ઓરૂમ શોભા જીવનકી શોભા ધ્યાન,
ધ્યાનકી શોભા ઓરૂમ્ સ્મરણ હૈ મુક્તિકા રસપાન. મેરી૦

હૈ બ્રીજલાલ નગરકી શોભા જીસમેં હોવે સમાજ,
સમાજકી શોભા કર્મ-કાંડ હૈ સભાસદ હો ગુણવાન. મેરી૦

---

वनेऽपि दोषाः प्रभवन्ति रागिणां
गृहेऽपि पंचेन्द्रियनिग्रहस्तपः ।
अकुत्सिते कर्माणि यः प्रवर्तते
निवृत्तरागस्य गृहं तपोवनम् ॥

**અર્થઃ** વિકારી મનુષ્યો વનમાં પણ દોષ કરે છે; અને પાંચેય ઇંદ્રિયો વશ રાખનાર ઘેર રહીને પણ તપ કરી શકે છે. જે ઇંદ્રિયો કબજે રાખી શુભ કાર્યો કરે તેનું ઘરજ તપોવન જાણવું.

## ૩૪. આરતિ.

જય જગદીશ હરે, પિતા જય જગદીશ હરે,
ભક્તજનોં કે સંકટ (૨) ક્ષણમેં દૂર કરે. ઓં જય૦
જો ધ્યાવે ફળ પાવે દુઃખ વિનશે મનકા.–પ્રભુ૦ (૨)
સુખ સંપત્તિ ઘર આવે (૨) કષ્ટ મિટે તનકા. ઓં જય૦
માત પિતા તુમ મેરે શરણ ગ્રહુ કિસકી.–પ્રભુ૦ (૨)
તુમ બીન ઔર ન કોઇ (૨) આશ કરૂં જીસકી. ઓં જય૦
તુમ પૂરણ પરમાત્મા તુમ અંતર્યામી.–પ્રભુ૦ (૨)
પરમ બ્રહ્મ પરમેશ્વર (૨) તુમ સબકે સ્વામી. ઓં જય૦
તુમ કરૂણા કે સાગર તુમ પાલનકર્તા.–પ્રભુ૦ (૨)
મૈં મૂરખ અજ્ઞાની (૨) કૃપા કરો ભર્તા. ઓં જય૦
તુમ હો એક અગોચર સબકે પ્રાણપતિ.–પ્રભુ૦ (૨)
કિસ વિધ મિલું દયામય (૨) તુમકો મૈં કુમતિ. ઓં જય૦
દીનબંધુ દુઃખહર્તા તુમ રક્ષક મેરે.–પ્રભુ૦ (૨)
કરૂણાહસ્ત બઢાઓ (૨) શરણ પડા તેરે. ઓં જય૦
વષય વિકાર મિટાઓ પાપ હરો દેવા.–પ્રભુ૦ (૨)
શ્રદ્ધા ભક્તિ બઢાવો (૨) સંતનકી સેવા. ઓં જય૦



# ચરોતર પ્રદેશ આર્યસમાજના પુસ્તકાલયમાં વેચાતાં પુસ્તકો

## ગુજરાતી

| | રૂ. આ. |
|---|---|
| સત્યાર્થ પ્રકાશ | ૨–૦ |
| સંસ્કાર વિધિ | ૧–૮ |
| ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા | ૧–૮ |
| મનુસ્મૃતિ (ગુ. ભાષાંતર સાથે | ૨–૦ |

એ સિવાય સુબોધભજન સંગ્રહ આદિ નાનાં-મોટાં પુસ્તકો મળશે.

**સૌરાષ્ટ્ર કાર્યાલયમાંથી પ્રકટ થતાં**

ઉત્સાહપ્રેરક પુસ્તકો:

| | |
|---|---|
| સૌરાષ્ટ્રની રસધાર ભા. ૧ | ૧–૮ |
| ,, ,, ૨ | ૧–૪ |
| ,, ,, ૩ | ૧–૮ |
| રાણા પ્રતાપ (નાટક) | ૦–૧૨ |
| એશિઆનું કલંક | ૦–૮ |
| કુરબાનીની કથાઓ | ૦–૮ |
| રાજ મુગટ | ૧–૦ |
| દરબારશ્રી ગોપાળદાસ | ૦–૧૨ |
| દેશબન્ધુ | ૧–૦ |
| રઢિયાળી રાત ભા. ૧ | ૦–૮ |
| ,, ભા. ૨ | ૧–૦ |
| ડોશીમાની વાતો | ૦–૮ |
| ગેરીબાલ્ડી (ઇટાલીનો ઉદ્ધારક | ૦–૧૦ |
| ઝંડાધારી (સ્વામીજી વિષે વીર્યવતી વાણીમાં લખાયલાં સંસ્મરણો) | ૦–૮ |

## હિન્દી

**આર્યસમાજના વેદોના પ્રસિદ્ધ વિદ્વાન પં. સાતવળેકરજી કૃત અપૂર્વ ગ્રંથો:**

| | |
|---|---|
| વેદકા સ્વયં શિક્ષક ભા. ૧ | ૧–૮ |
| ,, ,, ૨ | ૧–૮ |
| સંધ્યોપાસનાં | ૧–૮ |
| સંધ્યાકા અનુષ્ઠાન | ૦–૮ |
| બ્રહ્મચર્ય (સચિત્ર) | ૧–૪ |
| બ્રહ્મચર્યકા વિઘ્ન | ૦–૨ |
| યોગસાધનકી તૈયારી | ૧–૦ |
| યોગકે આસન (સચિત્ર) | ૨–૦ |
| સૂર્યભેદન વ્યાયામ | ૦–૬ |
| યજુ. અ. ૩૦ મો નરમેધ | ૧–૦ |
| ,, ,, ૩૨ મો. એકેશ્વર ઉપાસના | ૦–૮ |
| ,, ,, ૩૬ મો શાંતિકા ઉપાય | ,, |
| વૈદિક પ્રાણવિદ્યા | ૧–૦ |
| ઋગ્વેદમાં રૂદ્રદેવતા | ૦–૧૦ |
| રૂદ્રદેવતા પરિચય | ૦–૮ |
| તેતરીશ દેવતાઓંકા વિચાર | ૦–૩ |
| વૈદિક પાઠમાળા પ્રથમ પુસ્તક | ૦–૩ |
| વૈદિક ઉપદેશમાળા | ૦–૮ |
| વૈદિક સ્વરાજ્યકી મહિમા | ૦–૮ |
| વૈદિક ધર્મકી વિશેષતા | ૦–૮ |
| વેદમેં ચર્ખા | ૦–૮ |
| તર્કસે વેદકા અર્થ | ૦–૮ |
| બાલકોંકી ધર્મશિક્ષા ભા. ૧ | ૦–૧ |
| ,, ૨ | ૦–૨ |

એ સિવાય અન્ય આર્યવિદ્વાનોના ગ્રંથો, સ્વામીજી, પં. ગુરૂદત્ત વગેરેના ફોટા, ત્રાંબાના નાના તથા મોટા હવનકુંડો, હવનસામગ્રી જનોઇના જોટા વગેરે અત્રેથી મળશે.

**મણિલાલ ભોગીલાલ ધાડચાળી.**

**આણંદ. (ગુજરાત.)** પુસ્તકાધ્યક્ષ, ચરોતર પ્રદેશ આર્યસમાજ.

## હરિશંકર વિદ્યાર્થીની અન્ય કવિતાઓ.

**૧. સુબોધ સંગીતાવલિ** ( બીજી આવૃત્તિ ) આમાં ઇશ્વર, ધર્મ, વિદ્યા, સત્સંગ, ગુરૂ, ગુરૂકુલ, સ્ત્રીધર્મ, સોળ સંસ્કારો ને પ્રચલિત કુરૂઢિયો આદિ વિષયો ઉપર સરળ અને સાદી ભાષામા લખેલી કવિતાઓનો સંગ્રહ છે. વચમાં નીતિશાસ્ત્રના કેટલાક ચુંટી કાઢેલા સુંદર–બોધદાયક સંસ્કૃત શ્લોકો છે અને છેલ્લા ભાગમાં ઉત્તર હિંદના પ્રખ્યાત ભજનિકોનાં સુરીલા હિન્દી કાવ્યો પણ છાપેલા છે. **કીંમત ત્રણુ આના.**

( છપાય છે )

**૨. વૈદિક સંસ્કાર ગીતાવલિ.** (જનોઇના ગાવાના ગીતો.) આર્ય તેમજ અન્ય દ્વિજોમાં અતિ પ્રિય થઇ પડેલાં ગીતોની આ ચોથી આવૃત્તિ છપાય છે. આ આવૃત્તિમાં છેલ્લે કેટલાંક લગ્ન ગીતો પણ છપાશે. **કીમત બે આના.**

( પોસ્ટેજ જુદુ જાણુજો. )

મળવાનુ ઠેકાણુ —

"ચરોતર પ્રદેશ આર્યસમાજ"

**આણુંદ. (ગુજરાત)**

મુંબઇ તથા અમદાવાદ સમાજમાંથી પણ મળશે.

---

આણુંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે
પ્રકાશકને માટે છાપી. તા. ૨૫–૬–૨૬